लाखो रुपिआनी उदार सखावतो करनार

दानवीर त्रिवेदी मोढ गृहस्थ.



श्रीयुत दवे दयाशंकर देवशंकर कच्छ मांडवीवाला

वास, मुम्बापुरी.

અર્પણ  પત્રિકા.

शुक्लांब्रह्मविचारसारपरमामाद्यां जगद्व्यापिनीम् ।
वीणापुस्तकधारिणीमभयदां जाड्यान्धकारापहाम् ॥
हस्ते स्फाटिकमालिकां विदधतीं पद्मासने संस्थिताम् ।
वन्दे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥

ॐ

સદા બ્રાહ્મણોની
જીવ્હાગ્રે બીરાજેલાં
વેદનું ભાન કરાવનારાં આધ શક્તિ
જગદંબા જગત્ જનની અનંત રૂપાન્તર
ધરનાર વેદમાતા બ્રહ્મતેજ ઝળકા-
વનાર જ્યોતિમાતુ ' ગાયત્રી '
ના ચરણારવીંદમાં
સમર્પણ થાઓ.

આપના કૃપાકાંક્ષિ પાદપૂજક સેવકના
સાક્ષાત્ દંડવત્ પ્રણામ.

# પ્રણવ સ્વરૂપ.

## ૐ

### સન્ધ્યા કોષ્ટક.

| નિયમ | સવાર | બપોર | સાંજ |
|---|---|---|---|
| કાળ | પ્રાતઃ | મધ્યાન્હ | સાયં |
| દિશા | પૂર્વ | ઉર્ધ્વ | પશ્ચિમ |
| શરીર | સ્થુળ ભૂત | સુક્ષ્મ વર્તમાન | કારણ ભવિષ્ય |
| અધિષ્ટ દેવતા | બ્રહ્મા | શંકર | વિષ્ણુ |
| ભસ્મ | જલમિશ્રિત | ચંદન મિશ્રિત | કોરી |
| દેવી | ગાયત્રી | સાવિત્રી | સરસ્વતી |
| ગોત્ર | સાંખ્યાયન | કાત્યાયન | બાહુલ્ય |
| અવસ્થા | બાળ | યુવા | વૃદ્ધ |
| વર્ણ | રક્ત | શુક્લ | કૃષ્ણ |
| વસ્ત્ર | લાલ | શ્વેત | પીત |
| પાદ | ૠગ્વેદ | યજુર્વેદ | સામવેદ |
| અર્ધ્ય | ત્રણ | એક | ત્રણ |
| કાલક્રમ | એક અર્ધ્ય વધુ | એક અર્ધ્ય વધુ | એક અર્ધ્ય વધુ |
| જપ અને અર્ધ્ય | ઉભા | ઉભા | બેઠા |
| ધ્યાન જપ | નાભી હસ્ત | હૃદય હસ્ત | નાસિકા અસ્ત |
| ઉપાસ્ય | ભૂઃ | ભુંવઃ | સ્વઃ |
| | ( પૃથ્વી ) | ( અંતરિક્ષ ) | ( સ્વર્ગ ) |
| બીજ | અ | ઉ | મ |
| કાર્ય | ઉત્પત્તિ | સ્થિતિ | લય |
| ગુણ | રજ | તમ | સત્વ |
| ફળ | કર્મ | ઉપાસના | જ્ઞાન |
| અભિમાની દેવ | આદિત્ય | અગ્નિ | વરૂણ |
| આસન | દર્ભ | મૃગચર્મ | કાંબલ ( ઉન ) |

अयात्मा ब्रह्म ( આ આત્મા બ્રહ્મ છે. )

ब्रह्मविद् ब्रह्मैव भवति ( બ્રહ્મને જાણનાર બ્રહ્મરૂપ થાય છે )

सन्ध्या मनसा ध्यायेत ( મન વડે સન્ધ્યા રૂપનું ધ્યાન કરવું. )

# ब्रह्मत्वमहत्ता

## મંગલાચરણ.

લેખારંભે સમરૂં હું ગણપતિ, દેજો સદા સન્મતિ,
વિપ્રો દાઝ બળે મને હરનિશે, જે બ્રાહ્મણોની ગતિ;
ચેતાવું બ્રહ્મત્વ સાધન કરો, સુખી હવે તો થશો,
પ્રણમું દેવી સરસ્વતિ કરી કૃપા, જીવ્હાગ્રે આવી વસો.

ૐ વેદ પુરૂષાય નમઃ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ




દેવો, આપણા વડીલ ઋષિમુનિ કે જે અરણ્યનાં ફળ ફૂલ ખાઈ જીવનનું સાફલ્ય ગણતા હતા, જે વહેતા નિર્મળ ઝરાનાં પાણી પી દિવસો વ્યતિત કરતા હતા, જે પરબ્રહ્મ પરમાત્મમાં અડગ શ્રદ્ધા રાખી લીન હોઈ એકતાન થઈ રહેતા હતા, જે બ્રહ્મચર્યના પ્રતાપથી અને કર્મપરાયણ હોઈ દિવ્ય કાન્તિવાળા હતા, જે ષટ્કર્મનેજ પોતાનું કર્તવ્ય સમજતા હતા, જેના કર્મકાન્ડના પ્રતાપથી ત્રણે વર્ણ થરથર કાંપતા હતા, જેના નેત્રોમાંથી આનંદોત્સવનાં હર્ષાશ્રુ ટપકતાં હતાં, જેઓ જરૂર પડતે ક્રોધાવેશ વખતે નેત્રકમળમાંથી અગ્નિ વરસતા હતા, જે કલ્પવૃક્ષ સમ ઈચ્છતા તે કરી શકતા. એવા આપણા વડીલોના આપણે દિવ્ય વારસદારો દિવા પછવાડે અંધારા રૂપે પ્રગટ થએલા છીએ, અને ઘેર ઘેર રખડતા ભટકતા થયા છીએ, તે ઘણીજ શરમની વાત છે. આપણે પણ તેના તેજ છીએ. જે ધારીએ તે કરી શકવા સામર્થ છીએ, પરંતુ પ્રમાદ, ઈર્ષ્યા, દીર્ઘસૂત્રતાથી આપણે આપણી સ્થિતિ ખોઈ બેઠા છીએ.

મારા પ્રિય બન્ધુઓ ! ચેતો, ચેતો, હજુ બખત ઘણો છે. અને જાગ્યા ત્યાંથી સવાર ગણી સાત્વિકી શ્રદ્ધા વધારી કર્તવ્ય પરાયણ થાઓ. કહ્યું છે કે महाजनो येन गतः स पन्थाः । ભ. ગી. અ. ૩ શ્લોક ૨૧ નો સારાંશ "શ્રેષ્ટ પુરૂષ જે જે શુભાશુભ કર્મ કરે છે તે કર્મનેજ શ્રેષ્ટ માનનાર બીજા માણસો પણ કરે છે. ને તે શ્રેષ્ઠ પુરૂષ જે વાતને સત્ય ગણે છે, તેને અન્ય લોક સત્ય ગણીને અનુસરે છે. માટે તે આપણા વડીલો જે રસ્તે ચાલતા અને વિચરતા હતા, તે રસ્તે પાછળની સંતતિએ ચાલ્યા જવું એજ ખરો માર્ગ અને ખરો ધર્મ છે. તેઓ આપણા ( પાછલી સંતતિના ) સુખને સારૂ વેદો, શાસ્રો અને પુરાણો ઘણોજ પરિશ્રમ લઇને બનાવી ગયા છે. કારણ કે: "દાટયું ભુલાય પણ લખ્યું ભુલાતું નથી." જેથી બ્રાહ્મણોનું રહસ્ય શેમાં સમાયલું છે તે દેખાડવા અને તેને યાદી રાખવા ઊપરનાં પુસ્તકો રચાયાં છે. તેમાં લખે છે કે;—" ब्रह्मतेज वृद्धि " ने अहरहः सन्ध्या मुपासीत. વિગેરે વિગેરે.

( ૧ ) બ્રહ્મતેજ વૃદ્ધિ એટલે શું ? અને તે કેમ થાય ? તેને માટે અત્રે જરા વિવેચન કરવાની જરૂર છે. તો મારા સ્નેહી વાંચકવૃંદો વાંચી વિચારો કે હું કોણ ? અને મારૂં કર્તવ્ય શું ? તેનો વિચાર કરી શ્રવણ મનન ને નિદિધ્યાસન કરવા કૃપાવંત થઈ લીધેલો શ્રમ પાર પાડશો એવી મારી દીન યાચના છે.

( ૧ ) બ્રહ્મતેજ વૃદ્ધિ.

जन्तूनां नरजन्म दुर्लभमतः पुंस्त्वं ततो विप्रता ।
तस्माद्वैदिकधर्ममार्गपरता विद्वत्वमस्मात्परं ॥
आत्मानात्मविवेचन स्वनुभवो ब्रह्मात्मनासंस्थिति ।
मुक्तिर्नो शतजन्मकोटिसुकृतैः पुण्यैर्विना लभ्यते ॥ २ ॥

વિવેક ચૂડામણિ.

અર્થ—પ્રાણિઓમાં માણસનો જન્મ મળવો દુર્લભ છે. તેમાં પુરૂષપણું મળવું દુર્લભ છે. તેમાં પણ બ્રાહ્મણપણું મળવું દુર્લભ છે. તેમાં પણ વેદોક્ત ધર્મના માર્ગનું તત્પરપણું દુર્લભ છે. તેમાં પણ વિદ્વાનપણું દુર્લભ છે. તેમાં પણ આત્મા તથા અનાત્માનો વિવેક મળવો દુર્લભ છે. તે થયા પછી પણ સ્વરૂપનો અનુભવ થવો દુર્લભ છે, અને તે થયા પછી પણ બ્રહ્મરૂપે રહેવું એટલે મુક્તિ થવી એ દુર્લભ છે. માટે મુક્તિ સેંકડો જન્મોમાં કરેલાં કરોડો પુણ્ય વિના મળતી નથી.

આ સૃષ્ટિમાં ચોરાશી લક્ષ યોનિમાં ઘટમાળની પેઠે જીવ ભટક્યા કરે છે. અને કર્માનુસાર ગતિ કરે છે. કહ્યું છે કેઃ— "यामति सा गतिर्भवेत" હવે આ ચોરાશીલક્ષ યોનિમાંથી કોઈ પુણ્યના પ્રભાવે સર્વોત્તમ મનુષ્ય જન્મ પ્રાપ્ત થયો છે. બાકીના ત્રાશીલક્ષ યોનિવાળા જીવો સંસારસમુદ્ર ભક્તિભાવથી તરવાને શક્તિવાન નથી. માટે સદ્વર્તન, સત્કર્મને સદાચારથી વર્તવું. અને પોતપોતાના કર્તવ્યમાં કુશળ રહેવું તે માટેજ મનુષ્યાવતારની પ્રાપ્તિ છે. તેમાં વળી અનુક્રમે, કર્માનુસાર ચાર વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર) છે. કર્મથીજ ઉત્તમપણું મળે છે. દાખલો વાંચતાં પૂર્વનું ભાન થાય છે કેઃ—

विश्वामित्रो वसिष्ठश्च मतंगो नारदादयः ।
तपोविशेषैः संप्राप्ता उत्तमत्वं न जातितः ॥

શુક્રનીતિ.

વિશ્વામિત્ર, વસિષ્ઠ, માતંગ અને નારદાદિ ઋષિઓ તપો વિશેષથી ઉત્તમપણાને પામ્યા છે, પણ જાતિથી નહિ. વર્ણોમાં ઉત્તમોત્તમ બ્રાહ્મણવર્ણમાં જન્મ. હવે એમાં પૂછવું શું ? તેનો જરા વિચાર કરવાનો શ્રમ વાંચકવૃંદનેજ સોંપું છું.

"ભૂદેવ" આપને આ નામનું પદ કયાંથી અને કેમ મળ્યું છે. તેની તો ખબર હશે ?

देवाधीनं जगत्सर्वं मंत्राधिनाश्च देवता: ।

ते मंत्रा ब्राह्मणाधीना ब्राह्मणो मम दैवतम् ॥

ભાગવત.

આખું જગત્ પરમાત્માને આધીન છે. પરમાત્મા મંત્રને આધીન છે. અને એ મંત્રો બ્રાહ્મણનેજ આધીન છે. જેથી બ્રાહ્મણ મારૂંજ દૈવત છે. અર્થાત્ હુંજ છું. તેથી બ્રાહ્મણોજ સાક્ષાત્ દેવરૂપ છે. ઉપલા કારણથી બ્રાહ્મણો "ભૂદેવ" એટલે પૃથ્વીના દેવરૂપે ઓળખાય છે. અને તે ખરૂંજ હોવું જોઇએ એમ અનુમાન થાય છે. કારણ ચારે વર્ણોમાં બ્રાહ્મણજ ઉત્તમ છે અને તે ત્રણે વર્ણને પૂજ્ય અને વંદનીય છે. આવો જે શ્રેષ્ઠ બ્રાહ્મણનો અવતાર તેને આપણા ઘણા બન્ધુઓ પ્રમાદ, દીર્ઘસૂત્રતા અને ઈર્ષ્યાથી વ્યતીત કરે છે. આ કેવું આશ્ચર્ય છે ?

ભાઇઓ ! આપણે આપણી ઉછરતી પ્રજાના અગ્રેસરો છીએ, આપણા ઘરમાં જે વર્તણુંક ચાલતી હોય તે પ્રમાણે સરળ ક્રમમાં બચ્ચાંઓના હૃદયમાં છાપ પડી રહે છે. જેમ આપણે શૌચ જઈ આવીને હાથ પગ ધોતા નથી. જમવા વખતે વસ્ત્ર બદલાવતા નથી, સન્ધ્યા વૈશ્વદેવ કરતા નથી, અતિથિસત્કાર કરતા નથી, અને દેવસેવા, પિતૃતર્પણ, બ્રહ્મભોજન ઈત્યાદિ કાંઈ કરતા નથી, તો આપણી સંતતિ કેવી કર્તવ્યનિષ્ઠ થશે તે કહી શકાતું નથી. તેને માટે કહે છે કે "સોબતે અસર" અને "ધોલું કપડું જેમાં બોળીએ તેવો રંગ લે" માટે ભાઇઓ ! જેમ બને તેમ ધર્મ સાચવો, ને શ્રદ્ધાહીન નહી થતાં બચ્ચાંઓને સુધારો કે ભવિષ્યમાં ખરૂં સુખ મળે.

બ્રાહ્મણપણું મેળવવા પહેલવહેલું યજ્ઞોપવીત ધારણ કરવું પડે છે. દ્વિજ એ શા ઉપરથી નામ પડયું છે? અને દ્વિજ કોને કહેવો? દ્વિ-બે+જ-જન્મ એટલે (જેના બે જન્મ થએલા છે) પહેલો જન્મ માતા થકી ને બીજો જન્મ યજ્ઞોપવીત ધારણ કર્યાથી થાય છે પહેલો જન્મ બ્રહ્મ (પરમાત્મા) ને યાદ રાખી કર્તવ્યનિષ્ઠ થવું અને બીજો જન્મ કર્તવ્યનિષ્ઠ થવા માટે કર્મની જરૂર છે તેથી તે બ્રહ્મસૂત્રની દીક્ષા આપવામાં આવે છે. કહો યજ્ઞોપવીતનું કેટલું માહાત્મ્ય? યજ્ઞોપવીતને ધારણ કરવાનું કારણ શું છે? અને તે શું છે? યજ્ઞોપવીત એ બ્રહ્મસૂત્ર છે. અને બ્રહ્મનિત્યકર્મ કરવા માટે તે સૂત્ર પહેરવામાં આવે છે. પરંતુ હાલના ઘણાએ દ્વિજો શાસ્ત્રી તેમ વિદ્વાન વર્ગમાં ગણાતા બન્ધુઓ પણ આવા ઉત્તમ યજ્ઞોપવીતને કુંચિ બાંધવાનો દોરો ગણી તેમાં જુદા ને જુદા અથવા તો એકાદિ બે કુંચિ તો અવશ્ય બાંધીજ રાખે છે. તે કેટલી શરમની વાત છે! તેનું કારણ ચાલતી રૂઢીનું અજ્ઞાનપણુંજ છે. ભાઈઓ! હવેથી તેવું થવા ન પામે એ પૂરતું લક્ષમાં રાખજો. કારણ તે મહાપવિત્ર યજ્ઞોપવીત કે જે નવ તંતુનું બનેલું છે, અને એક ગ્રંથી છે, તે નવ તંતુને વિષે નવ દેવ પ્રતિષ્ઠિત છે; અને ગ્રંથીને વિષે ત્રણ દેવ પ્રતિષ્ઠિત છે. માટે તે તે દેવતાઓને બાંધી તમે સુખ ક્યાંથી ભોગવશો? ઉલટા દુઃખી થવાનાજ ઉપાય છે. કારણ મનુ કહે છે; કે "आचारः परमो धर्मः ॥" શુદ્ધ આચાર અને શુદ્ધ વિચાર એજ પરમ ધર્મ છે. માટે તે ગ્રહણ કરી ધર્મનિષ્ઠ થવું.

वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ મનુ.

હવે ખરો બ્રાહ્મણ કોને કહેવો? બ્રહ્મસ્વરૂપનો હાથમાં રાખેલાં આમળાની પેઠે જેને યથાર્થ અનુભવ થએલો હોય, અને

બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિનાં સાક્ષાત્ વા પરંપરા સાધનોનું જેમાં નિરૂપણ કરેલું છે, એવો જે વેદ તેનું જેને અર્થ રહસ્ય સહિત જ્ઞાન હોય તેજ, તથા વેદના મંત્રોમાં સારભૂત ગાયત્રી મંત્રને ગુરૂ દ્વારા અર્થ સહિત યથાવિધિ ઉચ્ચારણ યુક્ત જે જાણતો હોય તથા નિત્યપ્રતિ તે મંત્રનો યથાવિધિ યથાશક્તિ જપ કરતો હોય તે શ્રેષ્ઠ બ્રાહ્મણ છે, બાકીના 'ब्राह्मण बुवा' એટલે નામધારી માત્ર બ્રાહ્મણો છે.

માટે બ્રાહ્મણના દીકરાને બ્રહ્મતેજની વૃદ્ધિ થવા માટે પાંચમે વર્ષે ઉપવીત આપવું. મનુઃ—ब्रह्मवर्चस कामस्य कार्यं विप्रस्य पञ्चमे। અથવા આ શ્લોક गर्भाष्टमेऽब्देकुर्वीत ब्राह्मणस्योपनायनम् ॥ પ્રમાણે આઠમે વર્ષે જનોઈ દેવી. હાલમાં કેટલાક દ્વિજો આઠ વર્ષની ઉપરાંત દે છે તે ગૌણકાળ છે. ગાયત્રીનો મહામંત્ર ગુરૂ દ્વારા મળ્યા પછી બ્રહ્મકર્મનો અધિકારી થઈ શકે છે. પ્રાચીનકાળમાં દ્વિજપુત્રો યજ્ઞોપવીત ધારણ કરી ગુરૂકુળમાં નિવાસ કરતા અને બ્રહ્મચર્ય-વ્રતનું પાલન કરી ચાર વેદ અને વેદાંગ સંપાદન કરી કર્તવ્ય પરાયણ થતા હતા. તે વખત આજે ક્યાં ગયો? તેની ખબર પડતી નથી. આજે તો યજ્ઞોપવીત ધારણ થયું કે તરતજ ભિક્ષા-વૃત્તિમાં સામેલ કરી દે છે; તેથી જે બ્રહ્મચર્ય દીક્ષા મળેલી તેનું વિસ્મરણ થઈ જતાં જડતાને પ્રાપ્ત થાય છે. આ વિષયમાં જેટલો વિચાર કરીએ તેટલો ઓછો છે.

તેમજ વાર્તિકસારમાં કહ્યું છે કેઃ—

गायत्री सर्वमंत्राणां शिरोमणितयास्थिता ।
विद्यानामपि तेनैतां साधयेत्सर्व सिद्धये ॥

ગાયત્રી સર્વ મંત્રોના તથા વિદ્યાઓના પણ શિરોમણિપણા વડે સ્થિત છે, તેથી સર્વ સિદ્ધિને માટે દ્વિજ એને સાધે. એ ઓંકાર વડે સંપુટ થએલી, ત્રણ વ્યાહૃતિવાળી દેવીગાયત્રીને ઉપા-

સીને જે ધર્મ અર્થ કામ ને મોક્ષ એ ચાર પુરૂષાર્થને સાધતો નથી તે અંધ બુદ્ધિવાળો છે. ગાયત્રી વડે દ્વિજપણાને પામીને શ્રેય થવાને માટે જેઓ અન્યમાં પ્રીતિવાળા છે, તેઓ હાથમાંથી ચિંતામણુ મૂકીને રત્નને ઈચ્છે છે. અને આવો જે ઉત્તમોત્તમ ગાયત્રીમંત્ર તેને કેટલાક લોકો અપભ્રંશમાં "ગાવત્રી" કહે છે. તેનું કારણ ધર્મકર્મના રહસ્યથી અજાણપણું છે. દ્વિજોના પુત્રોને યજ્ઞોપવીત વખતે ગાયત્રીમંત્ર અપાય છે. પછી બાળકપણામાં ગુરૂના અભાવે તે મંત્ર ભૂલી જાય છે, અને કૃત્યાકૃત્યનું ભાન રહેતું નથી. તેમ કેટલાક અજ્ઞાનતાથી આવા મંત્રના અજાણ હોવાથી ગાયત્રી એ શું છે? તેના કેટલા અક્ષર છે? તે દરેક અક્ષરના કયા અને કેટલા દેવતા છે? તે કોને અર્પણ થાય છે? વિગેરે વિગેરે જાણવા માટે અમારા તરફથી "શ્રી ગાયત્રી પટ્ટ" કાઢવામાં આવેલો છે. આવાં સાત્વિકીવૃત્તિ ધરાવનારાં ઉત્તમપટ્ટો ઘરમાં રાખવાથી બચ્ચાંઓ ધર્મકર્મ સમજી શકે છે. તેમજ અન્ય અજ્ઞાન મનુષ્યોના જોવામાં આવતાં ધર્મ તરફ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. અને તે હાલની ઉછરતી પ્રજાને માટે ઘણાજ લાભમાં છે, જેથી ફક્ત ચાર આના ઘરમાઉ લઈ આ પટ્ટ ભેટ તરીકે આપવામાં આવે છે. માટે પ્રિય બન્ધુઓ! ધર્મ જીજ્ઞાસુ અને સુજ્ઞજનો આ ધર્મકાર્યમાં મદદ આપશો એવી આશા રાખવામાં આવે છે.

દ્વિજ જાતિમાં બ્રાહ્મણ હોય તેણે તો અર્થ સહિત ગાયત્રી મંત્ર તો જાણવોજ જોઇએ. જેમ વેદમાં કર્મ જ્ઞાન ને ઉપાસનાનો બોધ છે, તેમ ગાયત્રીમંત્રના પણ ત્રણ અર્થ હોવાથી તેમાં પણ તે ત્રણેનો બોધ છે. જેને જોવાની ઈચ્છા થાય તેણે મહાત્મા શ્રીમાન નથુરામ શર્માકૃત"સુબોધ કલ્પલતા"મંગાવી અનુભવ લેવો. એવી રીતે ગાયત્રીમંત્રનો કર્મ ઉપાસના ને જ્ઞાન એ ત્રણેમાં ઉપયોગી અર્થ યથાધિકાર થઇ શકે છે. અને મનુષ્યને જ્ઞાતવ્યના જ્ઞાન

અને પ્રાપ્તવ્યની પ્રાપ્તિ માટે યથાધિકાર જે કર્તવ્ય છે, તેનો એમાં સંક્ષિપ્ત બોધ છે. માટેજ તેનો બોધ દ્વિજોને ઉપનયન સંસ્કાર વખતે થાય છે. ગાયત્રી એ દ્વિજોનું પરમ દૈવત છે. તેનો યથાવિધિ જપ કરવાથી આ લોકમાં તથા પરલોકમાં સુખની પ્રાપ્તિ થાય છે. માટે ઉપનીત થયા પછી પ્રત્યેક દ્વિજે યથાવિધિ સન્ધ્યાવંદન તથા ગાયત્રી જપ કર્તવ્ય છે.

વાહ ! જે વખતે બ્રાહ્મણને ત્યાં પુત્ર જન્મ થાય છે, તે વખતે દેવ દરબારમાં દુંદુભિનાદ થાય છે. અને સૂર્ય મંડળમાં સવિતાનારાયણ દેવના દરબારમાં હર્ષના ધ્વનિ થાય છે. કારણ જે સર્વોદ્ધારક બ્રાહ્મણજ છે. જેથી દેવો તથા સૂર્યનારાયણ પ્રસન્ન થાય છે કે દેવ પૂજા કરી અમોને મંત્ર બળથી હવ્ય પહોંચાડશે. તથા અર્ઘ્ય પ્રદાન આપી સન્ધ્યા યુદ્ધમાં સહાય થશે. માટે દરેક દ્વિજે ષટ્કર્મો કરવાની પણ આવશ્યકતા છે.

सन्ध्या स्नानं जपो होमः स्वाध्यायो देवतार्चनम् ।
वैश्वदेवाऽऽतिथेयश्च षट् कर्माणि दिने दिने ॥ પારાશર.

સ્નાન, સન્ધ્યાવંદન, ગાયત્રીનો જપ, હોમ, દેવતાનું તથા અતિથિનું પૂજન. વૈશ્વદેવકર્મ તથા આવેલા અતિથિનો સત્કાર ને પોતાને અવશ્ય ભણવાનું હોય તે ઈત્યાદિ કર્મો બ્રાહ્મણાદિક વર્ણ પ્રતિ દિવસ કરવાંજ જોઇએ. જેથી દરેક બ્રહ્મબીજ હોય તેને તો અવશ્યમેવ સન્ધ્યાવંદનાદિ કર્મ કરવાની આજ્ઞા આપણા વડીલો ( પૂર્વજો ) કરી ગયા છે. તો તે પ્રમાણે આજ્ઞા ઉલંઘન ન કરતાં કર્તવ્યપરાયણ થઇ ઋણ મુક્ત થવું જોઇએ. તેમજ ઉપરનાં ષટ્કર્મો પણ કરવાં કે જેથી બ્રહ્મતેજની વૃદ્ધિ થાય છે

---

# ॥ ॐ ॥

॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# ॥ श्रीयजुर्वेदीय संध्यादि नित्यकर्म ॥

**अहरहः सन्ध्यामुपासीत.'**

विप्रो वृक्षस्तस्य मूलं च सन्ध्या, वेदः शाखा धर्मकर्माणिपत्रं ।
तस्मान्मूलं यत्नतो रक्षणीयं, छिन्ने मूले नैव शाखा न पत्रं ॥

સૂત્રાવલી

વિપ્ર રૂપી એક સુંદર વૃક્ષ છે. ને તે વૃક્ષને સન્ધ્યા એ મૂળ છે. વેદ રૂપી ડાળાં છે. ને ધર્મ કર્મ રૂપ પાંદડાં છે. તેટલા માટે વૃક્ષનું મૂળ રહે તેવો યત્ન કરવો, કેમકે મૂળ કપાયાં એટલે ઝાડ કે પાંદડાં ન રહે માટે અવશ્ય સન્ધ્યા કરવીજ જોઇએ; જેથી જન્મનું સાર્થક થાય છે. અને એજ આત્મ કલ્યાણ છે.

પ્રાતઃકાલમાં પોતાના ઇષ્ટદેવનું ધ્યાન તથા પોતાના શ્રી ગુરૂએ ઉપદેશ કરેલા ઇષ્ટમંત્રનો યથાશક્તિ જપ કરી. પૃથ્વીની ક્ષમા માગી, શય્યામાંથી નીચે ઊતરી, ગુરૂજનોને વંદન કરી, પશ્ચાત્ આંખો ધોઇ, કોગળા કરી, મલમૂત્રનો ત્યાગ કરવા જવું. પછી યથાવિધિ હાથપગાદિ ધોઈ, કોગળા કરી, યોગ્ય વૃક્ષનું બાર કિંવા દશ આંગળ લાંબું, અને ટચલી આંગળી જેવું જાડું, સરલ ને છાલવાળું દાતણ એક સ્થલે બેસીને કરવું. પછી ઘેર સ્નાન કરવું હોય તો તે નીચે પ્રમાણે કરવું.

## ॥ उष्णोदकस्नानविधि ॥

ઘરે ઉષ્ણજલવડે× સ્નાન કરવું. ગૃહસ્થે બનતાં સુધી ઘેર ટાઢા જલવડે સ્નાન કરવું નહિ. પાત્રમાં તીર્થભાવનાએ થોડું ટાઢું જલ રેડી તે ઉપર ઉષ્ણ જલ નાંખવું. પશ્ચાત્ પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસી, આચમન લઈ સંકલ્પ કરવો. પછી ॐ **शं नो देवी॰ मिष्टय आपो भवन्तु पीतये । शं योरभिस्रवन्तु नः ॥** ॐ **आपः पुनंतु॰** ॐ **द्रुपदादिवे॰** ને ॐ **आपो हि ष्ठा मयो**[3]॰ એ મંત્રોવડે તે જલ અભિમંત્રી, ગંગાદિ તીર્થોનું સ્મરણ કરી, સ્નાન કરવું. ઘરે સ્નાન કરવામાં આચમન, અઘમર્ષણ અને તર્પણ કરવાં નહિ. સ્નાન કર્યા પછી આચમન ને માર્જન કિંવા આચમન માત્ર કરવું એ રીતે સ્નાન કરી, સૂકાયેલું પવિત્ર વસ્ત્ર પહેરી, સ્નાનસમયે પહેરેલું ભીનું વસ્ત્ર નીચે નહીં પડવા દેતાં ઉપરથી ઊતારવું. નીચોવેલું તે વસ્ત્ર કર્મકાલે ખંભા ઉપર ધરવું નહિ. જ્યારે પુરુષ અશુચિ હોય ત્યારે તેણે મૌન પૂર્વક સ્નાન કરી, પછી આચમન કરી, પુનઃ વિધિપૂર્વક સ્નાન કરવું.

## ॥ गौणस्नान ॥

ॐ **आपो हि ष्ठा** ઇત્યાદિ મંત્રવડે અંગને પ્રોક્ષણ કરવું તે મંત્રસ્નાન, દશ ગાયત્રીમંત્રથી જલ મંત્રી તે જલથી અંગને પ્રોક્ષણ કરવું તે ગાયત્ર્યસ્નાન, ભસ્મથી સ્નાન કરવું ( શરીરના ભાગોને થોડી થોડી ભસ્મ લગાડવી ) તે આગ્નેયસ્નાન, વસ્ત્ર પલાળી તે વડે શરીરને લુંછવું તે કાપિલસ્નાન, મૃત્તિકાથી સ્નાન

---

× મરણ, પુત્રાદિકનો જન્મકાલ, સંક્રાંતિ, શ્રાદ્ધદિવસ, પોતાનો જન્મદિવસ અને સ્પર્શને અયોગ્ય એવી વસ્તુનો કિંવા પ્રાણીનો સ્પર્શ એ નિમિત્ત હોય તો ગૃહસ્થે ઉષ્ણ જલે સ્નાન કરવું નહિ, પણ શીતલ જલે સ્નાન કરવું.

૧ આ મંત્ર માધ્યાહ્નસંધ્યામાં પૂરો આપેલો છે. ૨ આ મંત્ર પ્રાતઃસંધ્યામાં પૂરો આપેલો છે. ૩. પ્રાતઃસંધ્યામાં જુઓ.

કરવું તે પાર્થિવસ્નાન, ને આત્મચિંતન કરવું તે માનસસ્નાન ગણાય છે. એમાંનું જે ગૌણસ્નાન કરવું હોય તેનો સંકલ્પ કરીને તે ગૌણસ્નાન કરવું. પ્રત્યેક સ્નાનને અંતે ધોયેલું વસ્ત્ર પહેરી, ધોયેલું ઉપવસ્ત્ર ધારણ કરવું. ગૌણસ્નાન કરવાથી જપ તથા સંધ્યા ઇત્યાદિ કરી શકાય છે, પરંતુ તેવા સ્નાનથી શ્રાદ્ધકર્મ તથા દેવપૂજા ઇત્યાદિ કરી શકાતાં નથી. આ સ્નાનો શરીર સ્વસ્થ ન હોય તે પ્રસંગમાંજ કરવાનાં છે. શરીર સ્વસ્થ હોય છતાં ગૌણસ્નાન કરી સંધ્યાદિ નિત્યકર્મ કરવું એ યોગ્ય નથી.

## ॥ भस्मनां त्रिपुंड्रनो विधि ॥

સ્નાન કરી રહ્યા પછી તેના અંતમાં, અને સંધ્યા જપ હોમ વૈશ્વદેવ દેવપૂજન યજ્ઞ શ્રાદ્ધ દાન તથા સ્વાધ્યાયના આરંભમાં અવશ્ય ભસ્મનાં ત્રિપુંડ્ર કરવાં જોઇએ, વા હોવાં જોઇએ. ડાબા હાથમાં થોડી ભસ્મ લઈ, તેપર જમણો હાથ રાખી સંપુટ કરી, ૐ **अग्निरिति भस्म, वायुरिति भस्म, जलमिति भस्म, स्थलमिति भस्म,, व्योमेति भस्म, सर्वं ह वा इदं भस्म, मन एतानि चक्षूंषि भस्मानि ॥** એ મંત્રવડે થોડું જલને મંત્રી તેમાં ૐ **आपो ज्योति रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥** એ મંત્રવડે થોડું જલ નાંખી, પછી બંને હાથની વચલી ત્રણ આંગળીઓ વડે તે ભસ્મને ૐ **त्र्यंबकं यजामहे सुगंधिं पुष्टिवर्धनम् । उर्वारुकमिव बंधनान्मृत्योर्मुक्षीय माऽमृतात् ॥** એ મંત્ર બોલી મસળવી. પછી તે શ્રીસૂર્યને પ્રદર્શિત કરી તે ભસ્મવડે લલાટ, કંઠ, હૃદય, ખભા, બાહુઓના સંધિઓ, પડખાં, નાભિ, પાંસળાં અને શિર એ સ્થાનકે ૐ **नमः शिवाय ॥** એ મંત્રથી ત્રિપુંડ્ર ( ત્રણ રેખાઓ ) કરવાં.

---

# ॥ अथ संध्याप्रयोगः ॥

## ॥ अथ प्रातसंध्या ॥

બહાર જલાશયમાં ટાઢે પાણીએ કે ઉષ્ણ પાણીએ વિધિ-પૂર્વક સ્નાન કરી રહ્યા પછી પવિત્ર વસ્ત્ર પહેરી ડાબા ખભા પર બીજું પવિત્ર ઉપવસ્ત્ર રાખી, પવિત્ર સ્થલે પવિત્ર આસન[1] પર પૂર્વાભિમુખે સ્વસ્તિકાદિ આસનથી બેસવું. આગળ બે તરભાણી પવિત્ર જલથી[2] ભરેલું પંચપાત્ર, આચમની, અર્ઘીઉં તથા અર્ધ્ય-પ્રદાન કરવાના જલનું પાત્ર[3] એ રાખવાં. પછી સ્વસ્થ થઈ ભસ્મનાં (વિભૂતિનાં) શરીરના લલાટાદિ ભાગ પર વિધિપૂર્વક ત્રિપુંડ્ર કરવાં. પછી હાથ ધોઈ જમણા હાથની હથેળીમાં એક માષાભાર સોનાની ગોળી ડુબે એટલું જલ લઇ તે હાથનો અંગૂઠો તથા ટચલી આંગળીને પૃથક્ રાખી, તે હાથને ડાબા હાથની તર્જની આંગળી અડાડી રાખી આચમન[4] કરી, તે હથેળીને ધોઇ

---

૧ દર્ભનું, મૃગચર્મનું, વ્યાઘ્રચર્મનું કે ઉનનું બનાવેલું આસન સંધ્યાવંદનમાં લેવું. કેવળ ઉઘાડી ભૂમિપર કે લાકડાના ઉઘાડા આસન પર કે સૂત્રાઉ વસ્ત્રપર બેશી સંધ્યાવંદન કરવું નહિ.

૨ એ પાણી ફીણવાળું, પરપોટાવાળું, ઉનું, ખારું કિંવા ડોળું ન જોઇએ. ડોળું જલ હોય તો તેને નિર્મલ કરી ઉપયોગમાં લેવું. ઉનું જલ શુદ્ધ હોય ને તે વિના બીજું ટાઢું જલ અપ્રાપ્ય હોય તો તેને ટાઢું પાડી કામમાં લેવું. જે દેશનું પાણી ભૂમિના દોષને લીધે ખારાશવાળું હોય તે દેશમાં તેવા જલને દશ ગાયત્રીમંત્રથી અભિમંત્રી ઉપયોગમાં લેવું.

૩ એ પાત્રો તાંબાનાં રૂપાનાં કિંવા સોનાનાં હોવાં જોઇએ.

૪ આચમન કરતી વેળા હસવું કે બોલવું નહિ. તેમજ આડુંઅવળું જોવું નહિ. પગમાં કાંઇ ન પહેરવું, ગળામાં વસ્ત્ર ન વીંટાળવું, તેમજ માથે પણ વસ્ત્રાદિ કાંઈ ન બાંધવું. આચમન જમણા હાથના અંગુઠાના મૂલ આગળથી કરવું.

નાખવી. આચમન લઈ રહ્યા પછી પ્રત્યેક સમયે તે હથેળી ધોવાની છે એ સ્મરણમાં રાખવું. પછી નીચે લખેલો ગાયત્રીમંત્ર બોલી શિખા બાંધવી:—

**ॐ। भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॐ ॥**

ગાય+ત્રી=ગાયત્રી. ગાનારને (યથાવિધિ જપ કરનારને) પાપથી તારે છે, માટે તે મંત્ર ગાયત્રી (ગાયત્રી છંદરૂપ મંત્ર) કહેવાય છે.

ॐ એ શબ્દ શ્રીઈશ્વરનો વાચક છે. પ્રત્યેક વૈદિકમંત્રના આરંભમાં તેનો ઉચ્ચાર કરવાની આવશ્યકતા છે. પ્રત્યેક भूः भुवः स्वः એ ત્રણ વ્યાહૃતિઓ છે. વેદમાંથી સારરૂપે ખેંચી કાઢેલ તે વ્યાહૃતિ કહેવાય છે. એ ત્રણ વ્યાહૃતિઓ અહીં સૂર્યના તેજના (ભર્ગના) વિશેષણ રૂપે વપરાયેલી છે. સૂર્યનું એ તેજ પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગમાં વ્યાપેલું છે એ તેનો ભાવાર્થ છે. આઠ આઠ અક્ષરનું એક ચરણ એવા ત્રણ ચરણ મળીને ગાયત્રી થાય છે, માટે તેને ત્રિપદા પણ કહે છે. પહેલા ચરણમાં ण्यं છે તેનું णियं ગણવાથી तत्सथी दयात्सुधीना ૨૪ અક્ષરો થાય છે, તે આ પ્રમાણે:—

**१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२ १३ १४ १५**
**तत्स वि तु र्व रे णि यं, भ र्गो दे व स्य धी म हि,**

**१६ १७ १८ १९ २० २१ २२ २३ २४**
**धि यो यो नः प्र चो द या त् ॥**

**શબ્દાર્થ**:—સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનાર [તથા] પ્રકાશવાન્ [એવા જે સૂર્ય] તેના ઉત્તમ તેજનું [અમે] ધ્યાન

કરીએ છીએ; જે [ તેજ ] અમારી બુદ્ધિને [ ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં ] પ્રેરે છે. જે અમારી બુદ્ધિને એ ચારે પુરુષાર્થોમાં યથાયોગ્ય વિજય મેળવી શકાય એવું સામર્થ્ય આપે છે.

તત્ત્વપદના અભેદરૂપે પણ શ્રીશાંકરભાષ્યમાં આ મંત્રનો અર્થ કરેલો છે, તે માટે શ્રીસુબોધકલ્પલતા જુઓ.

પછી ॐ भूः पुनातु એ મંત્ર બોલી પહેલું, ॐ भुवः पुनातु એ મંત્ર બોલી બીજું. અને ॐ स्वः पुनातु એ મંત્ર બોલી ત્રીજું. એમ ત્રણ આચમન લેવાં.

ત્યાર પછી લખવામાં આવે છે તે મંત્ર બોલી માથા પર માર્જન કરવું. જમણા હાથનાં આંગળાંઓ દ્વારા કે દર્ભદ્વારા માથાઉપર થોડું જલ છાંટવું:—

**ॐ अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा ।**
**यः स्मरेत्पुंडरीकाक्षं स बाह्याभ्यंतरः शुचिः ॥ १ ॥**

એના ઋષિ વામદેવ, દેવતા વિષ્ણુ, ને છંદ અનુષ્ટુપ છે. કોઈ ગ્રંથોમાં અનુષ્ટુપને સ્થળે સુતલ એવા નામનો છંદ પણ કહ્યો છે. બાહ્યાભ્યંતરની પવિત્રતા કરવામાં તેનો ઉપયોગ છે.

માર્જન થઈ રહ્યા પછી નીચે લખેલો મંત્ર બોલી આસનને માર્જન કરવું:—

**ॐ । पृथ्वि त्वया धृता लोका, देवि, त्वं विष्णुना धृता ।**
**त्वं च धारय मां देवि, पवित्रं कुरु चासनम् ॥ २ ॥**

એના મેરુપૃષ્ઠ ઋષિ, કૂર્મ દેવતા, ને અનુષ્ટુપ છંદ છે. આસનશુદ્ધિ એટલે આસનની પવિત્રતા કરવાંમાં તેનો ઉપયોગ છે.

ત્યારપછી બે આચમન લઇ ત્રણ પ્રાણાયામ કરવા. પ્રાણાયામનો સામાન્ય વિધિ નીચે પ્રમાણે છે:—

આંખો બંધ રાખી, મૌન ધારણ કરી, ડાબા નસકોરા દ્વારા થોડો રેચક કરી, પછી જમણા હાથની અનામિકા તથા ટચલી આંગળીથી નાકનું ડાબું છિદ્ર દબાવી, જમણા છિદ્રદ્વારા બહારના અમૃતમય વાયુનું યથાશક્તિ આકર્ષણ કરવું. એ સમયે ગુદાને સંકોચવી. પછી અગૂંઠાવડે જમણું છિદ્ર પણ રોકી દેવું, અને ડોકને નીચી નમાવી, નીચેના મંત્રનું મનમાં ત્રણ વાર સ્મરણ કરતાં સુધી તે પૂરેલા પવનને રોકી રાખવો. પછી ડોકને પૂર્વવત્ ઉંચી કરી નાભિને યથાશક્તિ બરડાભણી ખેંચી ડાબા છિદ્ર ઉપરથી અનામિકા તથા ટચલી આંગળી ઉપાડી લઇ ને વાટે અંતરના પવનને ધીરે ધીરે બહાર કાઢવો. આ એક પ્રાણાયામ થયો. આવા ત્રણ પ્રાણાયામ કરવાના છેઃ—

ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः ॐ सत्यं ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥ ॐ आपोज्योती रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥

પછી નીચે બતાવેલી રીતે સંધ્યોપાસનાનો સંકલ્પ કરવો:—

૬ ૐકાર એટલે પ્રણવના પરબ્રહ્મ ઋષિ, પરમાત્મા દેવતા, ને દેવીગાયત્રી છંદ છે. વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વસિષ્ઠ ને કશ્યપ એ સાત, સાત વ્યાહૃતિના ઋષિઓ છે; અગ્નિ, વાયુ, આદિત્ય, બૃહસ્પતિ, વરૂણ, ઇંદ્ર ને વિશ્વેદેવા એ સાત, સાત વ્યાહૃતિના દેવો છે; ને ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતિ, પંક્તિ, ત્રિષ્ટુપ ને જગતિ એ સાત, સાત વ્યાહૃતિના છંદો છે. ગાયત્રીમંત્રના વિશ્વામિત્ર ઋષિ, સવિતા દેવતા, ને ગાયત્રી છંદ છે, ગાયત્રીના શિરના પ્રજાપતિ

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे[७] अमुकपक्षे[८] अमुकतिथौ[९] अमुकवासरे[१०] यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ ममोपात्तदुरितक्षयार्थं प्रातःसंध्योपासनमहं करिष्ये ॥**

પછી બંને હાથ જોડી રાખી નીચેના મંત્રોદ્વારા ગાયત્રીનું આવાહન કરવું:—

---

ઋષિ; બ્રહ્મા, અગ્નિ, વાયુ ને આદિત્ય દેવતા; ને યજુષ્ છંદ છે, એ બધા મંત્રનો પ્રાણાયામમાં ઉપયોગ છે.

ગાયત્રીની આગળ જે સાત વ્યાહૃતિ છે તે સૂર્યના તેજના વિશેષણરૂપે છે. સૂર્યનું ઉપાસના કરવા યોગ્ય જે તેજ (ભર્ગ) તે કહેલા સાતે લોકમાં સાત કિરણોએ કરીને વ્યાપી રહેલું છે, એ તેનો ભાવાર્થ છે.

ગાયત્રીનો શિરોભાગ પણ સૂર્યના તેજના વિશેષણ રૂપે છે. તેનો અર્થ આ પ્રમાણે છે:—[ વળી એ તેજ ] જલરૂપ, જ્યોતિરૂપ, રસરૂપ, અમૃતરૂપ, વ્યાપકરૂપ, ઉપજાવનાર, રક્ષણ કરનાર, લય કરનાર, તથા ૐકારરૂપ છે.

૭ અહિં જે માસ હોય તે કહેવો:—જેમ **कार्तिकमासे, मार्गशीर्षमासे, पौषमासे, माघमासे, फाल्गुनमासे, चैत्रमासे, वैशाखमासे, ज्येष्ठमासे, आषाढमासे, श्रावणमासे, भाद्रपदमासे, आश्विनमासे, अधिकमासे ॥**

૮ અહિં એમાંનું જે પખવાડિયું હોય તે કહેવું:—જેમ **शुक्लपक्षे, कृष्णपक्षे.**

ॐ । गायत्रीं त्र्यक्षरां बालां, साक्षसूत्रकमंडलुम् ।
रक्तवस्त्रां चतुर्वक्त्रां, हंसवाहनसंस्थिताम् ॥ १ ॥
ब्रह्माणीं ब्रह्मदैवत्यां, ब्रह्मलोकनिवासिनीम् ।
आवाहयाम्यहं देवीमायांतिं सूर्यमंडलात् ॥ २ ॥
आगच्छ वरदे देवि, त्र्यक्षरे ब्रह्मवादिनि ।
गायत्रि छंदसां मातर्, ब्रह्मयोनि नमोऽस्तु ते ॥ ३ ॥

એ પ્રમાણે આવાહન કર્યા પછી નીચેના મંત્રો બોલી મસ્તકપર માર્જન કરવું:—

ॐ आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महे-रणाय चक्षसे ॥ १ ॥ ॐ यो वः शिवतमो रसस्तस्य भाजय-तेह नः । उशतीरिव मातरः ॥ २ ॥ ॐ तस्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥ ३ ॥

એના આંબરીષ સિંધુદ્વીપ ઋષિ, જલ દેવતા, ને ગાયત્રી છંદ છે. માથાઉપર માર્જન કરવામાં તેનો ઉપયોગ છે. માર્જન

---

૯ અહિં જે તિથિ હોય તે કહેવી:—જેમ प्रतिपत्तिथौ, द्वितीयायां तिथौ तृतीयायां तिथौ. चतुर्थ्यां तिथौ, पंचम्यां तिथौ-षष्ठ्यां तिथौ, सप्तम्यां तिथौ, अष्टम्यां तिथौ, नवम्यां तिथौ, दशम्यां तिथौ, एकादश्यां तिथौ, द्वादश्यां तिथौ, त्रयोदश्यां तिथौ, चतुर्दश्यां तिथौ, पौर्णमास्यां तिथौ, अमावास्यां तिथौ.

૧૦ અહિં જે વાર હોય તે બોલવો:—જેમ रविवासरे, सोमवासरे, भौमवासरे, बुधवासरे, गुरुवासरे, भृगुवासरे, शनिवासरे.

પ્રત્યેક ચરણને અંતે કિંવા મંત્રને અંતે કરવું જોઇએ.

પછી નીચેનો મંત્ર બોલી આચમન લેવું:—

ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंताम्, यद्रात्र्या पापमकार्षम्, मनसा वाचा हस्ताभ्याम्, पद्भ्यामुदरेण शिश्ना, रात्रिस्तदवलुंपतु, यत्किंच दुरितं मयि इदमहं मामममृतयोनौ, सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥

એના નારાયણ ઋષિ, સૂર્ય દેવતા, ને અનુષ્ટુપ્ છંદ છે; અને મંત્રાચમન લેવામાં તેનો ઉપયોગ છે.

એ પ્રમાણે આચમન કરી રહ્યા પછી જમણી હથેળીમાં જલ રાખી, ડાબા હાથના અંગૂઠાવડે નાકનું ડાબું છિદ્ર દબાવી રાખી, જમણી હથેળીને નાકના જમણા છિદ્રઆગળ રાખી, નીચેનો મંત્ર મનમાં બોલી, તે જલપર તે નાસિકાદ્વારા રેચક કરવો. પછી તે જલને જોયા વિના ડાબી બાજુએ શીઘ્ર ફેંકી દેવું, ને તે જલમાં નીકળેલા પાપપુરુષના સહસ્ર કટકા થઈ ગયા એવી ભાવના કરવી:—

ॐ। द्रुपदादिव मुमुचानः, स्विन्नः स्नातो मलादिव ।
पूतं पवित्रेणेवाज्यमापः शुन्धन्तु मैनसः ॥ १ ॥

ઉપરના મંત્રના કોકિલરાજપુત્ર ઋષિ, જલ દેવતા, ને અનુષ્ટુપ્ છંદ છે, અને અઘમર્ષણ કરવામાં તેનો ઉપયોગ છે.

એવી રીતે અઘમર્ષણ કરી રહ્યા પછી હથેળી ધોઇ આચમન લેવું. ત્યારપછી સૂર્યના સામા ઉભા રહી, ખોબામાં કિંવા અર્ઘ્યીઆમાં જલ લઇ, સપ્રણવ ત્રણ વ્યાહૃતિ સહિત ગાયત્રીમંત્ર વડે શ્રીસૂર્યને ત્રણ અર્ઘ્ય આપવા. અનુકૂલતા હોય તો તે અર્ઘ્ય ચંદન, અક્ષત તથા પુષ્પસહિત આપવા. દિવસ ઊગી ગયા પછી

સંધ્યા કરવામાં આવે તો પ્રાયશ્ચિત્ત નિમિત્ત પુષ્પસહિત એક ચોથો અર્ઘ્ય ઉપરની રીતે આપવો. અર્ઘ્ય આપતી વેલા તર્જની તથા અંગૂઠાને અડવા દેવાં નહિ, ને ખોબાને ઉંચો લાવી, સૂર્યને અર્પણ કરતા હોઇએ તેમ બીજી તરભાણીમાં થોડું જલ નાખી, તેમાં કે બીજી પવિત્ર જગાએ તે જલ રેડવું.

પછી ૐ असावादित्यो ब्रह्म એ મંત્ર બોલી પોતાના આસનને પ્રદક્ષિણા કરીને, અથવા જમણા હાથમાં જલ લઈ બેઠાં બેઠાં પ્રદક્ષિણાની રીતે હાથ ફેરવીને જલ છાટવું. ત્યારપછી આચમન લઇ એક પ્રાણાયામ કરવો. પછી બંને પગના ફણાપર ઊભા રહી હાથ જોડીને અથવા બંને હાથ ઉંચા કરીને, નીચેના ચાર મંત્રોદ્વારા સૂર્યનું ઉપસ્થાન કરવું. એ મંત્રોમાંના પહેલા બે મંત્રના પ્રસ્કણ્વ, બીજાના અંગિરાના પુત્ર કુત્સ, ને ચોથાના દધ્ય અથર્વણના પુત્ર એ ઋષિઓ છે; એ મંત્રોના દેવ સૂર્ય છે; અને અનુષ્ટુપ્, ગાયત્રી, ત્રિષ્ટુપ્ ને ઉષ્ણુક્ એ તેના છંદો છે. સૂર્યનું ઉપસ્થાન કરવામાં તેનો ઉપયોગ છે:--

ॐ । उद्वयं तमसस्परि स्वः पश्यन्त उत्तरम् । देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ।। १ ।। ॐ । उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः । दृशे विश्वाय सूर्यम् ।। २ ।। ॐ चित्रं देवाना-मुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः । आप्रा द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ।। ३ ।। ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ।। ४ ।।

ઉપસ્થાન કરી રહ્યા પછી ઉભા રહીને સ્થિરચિત્તે દશ, અઠ્ઠાવીશ, એક સો આઠ, કે એક સહસ્ર આઠ ગાયત્રીમંત્રનો જપ અર્થની ભાવનાપૂર્વક કરવો. જપ કરમાલાથી કિંવા રુદ્રાક્ષની માલાથી હાથને નાભિપર રાખી તેપર વસ્ત્ર ઢાંકી કરવાનો છે. અનામિકાનો વચલો વેઢો, પછી તેનો પહેલો વેઢો, પછી ટચલીનો પહેલો બીજો ને ત્રીજો વેઢો, પછી અનામિકા ને મધ્યમાના ઉપલા વેઢા, ને પશ્ચાત્ તર્જનીનો ત્રીજો બીજો ને પહેલો વેઢો મળીને કરમાલા થાય છે. મધ્યમાનો પહેલો તથા બીજો વેઢો એ કરમાલાનો સુમેરુ ગણાય છે. જપ કરતી વેળા આડુંઅવળું તથા ઉંચું જોવું નહિ, હસવું નહિ તેમ કોઈની સાથે ભાષણ પણ ન કરવું.

જપાંતે નીચેનો મંત્ર બોલી ગાયત્રીનું વિસર્જન કરવું. વિસર્જનનો મંત્ર બોલતી વેલા બંને કરતલો સૂર્યસામાં રાખવાં.

ॐ। उत्तमे शिखरे जाता, भूम्यां पर्वतमूर्धनि ।
ब्राह्मणेभ्योऽभ्यनुज्ञाता, गच्छ देवि यथासुखम् ॥ १ ॥

પછી દેહાભિમાનની નિવૃત્તિમાટે ગુરુ, દેવ અને બ્રાહ્મણને હાથ જોડી,તેમનો પૃથ્વીને સ્પર્શ થાય એવી રીતે રાખી,નમસ્કાર[11] કરવા. ત્યારપછી બે આચમન લેવાં.

---

૧૧ આચાર્યના સ્વરૂપની ભાવના કરી જોડેલા હાથથી તેમને નમસ્કાર કરવા, અને પછી જોડેલા હાથ પ્રદક્ષિણાની રીતે માથાની આસપાસ ફેરવી નીચેનો મંત્ર બોલી સૂર્ય તથા અગ્નિ આદિ દેવોને અને બ્રાહ્મણોને નમસ્કાર કર્યાની નમન કરી ભાવના કરવી.

ॐ। आसत्यलोकात्पातालादालोकालोकपर्वतात् ।
ये संति ब्राह्मणा देवास्तेभ्यो नित्यं नमो नमः ॥

પછી अनेन प्रातःसंध्याख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥ એમ બોલી પ્રાતઃસંધ્યાની સમાપ્તિ કરવી.

॥ इति प्रातःसंध्या ॥

---

## ॥ अथ माध्याह्नसंध्या ॥

પ્રાતઃસંધ્યાના કરતાં માધ્યાહ્નસંધ્યામાં જે વિશેષ છે તે દર્શાવવામાં આવે છે:—

સંકલ્પમાં माध्याह्नसंध्योपासनमहं करिष्ये એમ કહેવું.

આવાહન નીચેના મંત્રોદ્વારા કરવું:—

ॐ । सावित्रीं युवतीं शुक्लां, शुक्लवस्त्रां त्रिलोचनाम् ।
त्रिशूलिनीं वृषारूढां, यजुर्वेदेन संस्थिताम् ॥ १ ॥

---

નમસ્કાર કરવાનો પ્રાચીન શિષ્ટાચાર તો આ પ્રમાણે છે:—આચાર્યાદિને ઉપસંગ્રહણ કરવું. પોતાનાં ગોત્રપ્રવરાદિ બોલી પોતાના જમણા અને ડાબા કાનને ક્રમથી ડાબે અને જમણે હાથે સ્પર્શ કરી પછી આચાર્ય સમીપ હોય તો આચાર્યના જમણા પગને જમણે હાથે ને તેમના ડાબા પગને ડાબે હાથે સ્પર્શ કરી મસ્તક નમાવવું તે ઉપસંગ્રહણ કહેવાય છે. ગોત્રપ્રવરાદિનું નીચેની રીતે ઉચ્ચારણ કરવું. આચાર્યવિનાના દેવાદિને માત્ર નમનજ કરવું.

अमुकगोत्रोत्पन्नोऽहं अमुकप्रवरान्वितोऽहं शुक्लयजुर्वेदान्तर्गत अमुकशाखाध्यायी अमुकशर्मा ( वर्मा वा गुप्तोऽ ) हं भो आचार्य त्वां अभिवादयामि । भो वैश्वानर त्वां अभिवादयामि । भोः सूर्याचंद्रमसौ युवां अभिवादयामि । भो याज्ञवल्क्य त्वां अभिवादयामि । भो ईश्वर त्वां अभिवादयामि ॥

रुद्राणीं रुद्रदैवत्यां, रुद्रलोकनिवासिनीम् ।
सावित्रि छंदसां माता, रुद्रयोनि नमोऽस्तु ते ॥ २ ॥

મંત્રાચમન નીચેના મંત્રોદ્વારા લેવું:—

ॐ । आपः पुनन्तु पृथिवीं पृथिवी पूता पुनातु माम् ।
पुनन्तु ब्रह्मणस्पतिर्, ब्रह्म पूता पुनातु माम् ॥ १ ॥
यदुच्छिष्टमभोज्यं च, यद्वा दुश्चरितं मम ।
सर्वं पुनन्तु मामापोऽसतां च प्रतिग्रहं स्वाहा ॥ २ ॥

એ મંત્રોના નારાયણ ઋષિ, જલ દેવતા, ને ગાયત્રી છંદ છે. ગાયત્રીમંત્રવડે શ્રીસૂર્યને એક અર્ઘ્ય ઉંચે ઊછાળીને આપવો. ગાયત્રીમંત્રનો જપ હૃદયની આગળ હાથ રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવો.

ગાયત્રીનું વિસર્જન નીચેના મંત્રથી કરવું:—

ॐ उत्तमे शिखरे जाता, भूम्यां पर्वतमूर्धनि ।
रुद्रयोनि समुत्पन्ना, गच्छ देवि यथासुखम् ॥ १ ॥

સમાપ્તિમાં अनेन माध्याह्नसंध्याख्येन ઇત્યાદિ કહેવું બાકીનું બીજું બધું પ્રાતઃસંધ્યા પ્રમાણે કરવું.

॥ इति माध्याह्नसंध्या ॥

## ॥ अथ सायंसंध्या ॥

પ્રાતઃસંધ્યાકરતાં સાયંસંધ્યામાં જે વિશેષ છે તે દર્શાવવામાં આવે છે:—

સાયંસંધ્યા પશ્ચિમાભિમુખે કરવી, ગાયત્રીજપ પણ તેજ દિશાભણી બેસીને કરવો.

સંકલ્પમાં सायंसंध्योपासनमहं करिष्ये એમ કહેવું.

આવાહન નીચેના મંત્રોવડે કરવું:—

ॐ । वृद्धां सरस्वतीं कृष्णां, पीतवस्त्रां चतुर्भुजाम् ।
शंखचक्रगदापद्महस्तां गरुडवाहिनीम् ॥
बदर्याश्रमवासासमायातीं सूर्यमंडलात् ॥ १ ॥
आगच्छ वरदे देवि, त्र्यक्षरे विष्णुवादिनि ।
भारति छंदसां मातर्, विष्णुयोनि नमोऽस्तु ते ॥ २ ॥

મંત્રાચમન નીચેનો મંત્ર બોલીને લેવું:—

ॐ अग्निश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः ॥ पापेभ्यो रक्षन्ताम्, यदह्ना पापमकार्षम्, मनसा वाचा हस्ताभ्याम्, पद्भ्यामुदरेण शिश्ना, अहस्तदवलुंपतु, यत्किंच दुरितं मयि, इदमहं माममृतयोनौ, सत्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥

એ મંત્રના નારાયણ ઋષિ, અગ્નિ દેવતા, ને પ્રકૃતિ છંદ છે. અને આચમન લેવામાં તેનો ઉપયોગ છે.

ગાયત્રીજપ બેસીને નાસિકાગ્ર પાસે હાથ રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવો.

ગાયત્રીનું વિસર્જન નીચેનો મંત્ર બોલીને કરવું:—

ॐ उत्तमे शिखरे जाता, भूम्यां पर्वतमूर्धनि ।
विष्णुयोनि समुत्पन्ना, गच्छ देवि यथासुखम् ॥ १ ॥

સમાપ્તિમાં अनेन सायसंध्याख्येन ઇત્યાદિ કહેવું.

બાકીનો ભાગ પ્રાતઃસંધ્યા પ્રમાણે કરવો.

પ્રત્યેક સમય સંધ્યા કરી રહ્યા પછી શિખા છોડી નાંખવાની આવશ્યકતા નથી. કદી છોડવી તો પાછી તે વેલાસર બાંધી લેવી.

॥ इति सायंसंध्या ॥

## ॥ इति संध्याप्रयोगः ॥



### ॥ સૂતકમાં સંધ્યા કરવાનો વિધિ ॥

પ્રાણાયામ મંત્રરહિત કરવા. આચમન મંત્રરહિત લેવું ॐ आपो हि ष्ठा ઇત્યાદિ મંત્રો મનમાં ભણીને માર્જન કરવું. ગાયત્રી મંત્ર સ્પષ્ટ બોલીને તેવડે સૂર્યને અર્ઘ્ય પ્રદાન કરવું. सूर्यश्च० એ મંત્રથી આચમન ન કરવું. તેમ ઉપસ્થાન પણ ન કરવું. દશ ગાયત્રી મંત્રનો માનસ જપ કરવો.

---

૧૨ શ્રીકાત્યાયન ઋષિને મતે સંધ્યામાં આચમન, ત્રણ પ્રાણાયામ, શ્રીસૂર્યને અર્ઘ્યપ્રદાન, શ્રીસૂર્યનું ઉપસ્થાન, ને યથાશક્તિ ગાયત્રી જપ એ કર્તવ્ય છે; માટે જેનાથી આ ગ્રંથમાં કહ્યા પ્રમાણે સંધ્યા ન થઇ શકે તેણે સંકલ્પ કર્યા પછી તે મુખ્ય અને અતિ અગત્યનો ભાગજ કરવો. જેનાથી એ પ્રમાણે પણ ન બની શકે એવા પ્રમાદીએ તો અર્ઘ્યપ્રદાન ને દશ ગાયત્રીનો જપ એ કરવાં; પણ સંધ્યાનો કદીપણ લોપ ન કરવો. પ્રત્યેક દ્વિજને સંધ્યા શામાટે કર્તવ્ય છે તે જાણવા ઇચ્છા થાય તો શ્રીસંધ્યારહસ્ય વાંચો.

## ॥ अथ ब्रह्मयज्ञविधिः ॥

પ્રાતઃકાલની કિંવા મધ્યાહ્ન કાલની સંધ્યા કર્યા પછી અથવા વૈશ્વદેવમાં કહેલે સ્થલે નિત્યપ્રતિ એક વારજ બ્રહ્મયજ્ઞ કરવો. દર્ભાસનપર પૂર્વાભિમુખે બેસી, આચમન પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ॐ तत्सत्परमेश्वरप्रीत्यर्थं यथाशक्ति ब्रह्मयज्ञमहं करिष्ये ॥**

પછી પ્રણવ અને ત્રણ વ્યાહૃતિસહિત ગાયત્રીનો એક વાર પાઠ કરી પશ્ચાત્ નીચેના મંત્રો ભણવાઃ—

**ॐ । इषे त्वोर्ज्जे त्वा वायव स्थ देवो वः सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्मण आप्यायध्वमघ्न्या इन्द्राय भागं प्रजावतीरनमीवा अयक्ष्मा मा वस्तेन ईशत माघशंसो ध्रुवा अस्मिन्गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून्पाहि ॥ १ ॥ ॐ हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । योऽसावादित्ये पुरुषः सोऽसावहम् ॥ ॐ ३ म् खं ब्रह्म ॥ १७ ॥**

પછી નીચે પ્રમાણે બોલી બ્રહ્મયજ્ઞની સમાપ્તિ કરવીઃ—

**अनेन ब्रह्मयज्ञाख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥**

## ॥ इति ब्रह्मयज्ञविधिः ॥

## ॥ अथ तर्पणप्रयोगः ॥

તર્પણ પ્રાતઃકાલની સંધ્યા કર્યા પછી અથવા બ્રહ્મયજ્ઞ કર્યા પછી માત્ર એક વારજ કરવું.

દર્ભાસન પર પૂર્વાભિમુખે બેસી, આચમન પ્રાણાયામ કરી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे. ॐ तत्सत्परमेश्वरप्रीत्यर्थं देवऋषिमनुष्यपितृतर्पणमहं करिष्ये ॥**

પછી નીચેના મંત્રો ભણી દેવ ઋષિ તથા પિતૃઓને ઉદ્દેશી તિલસહિત જલનો વા એકલા જલનો એક અંજલિ દેવો:—

**ॐ आब्रह्मस्तंबपर्यंतं देवर्षिपितृमानवाः । तृप्यंतु पितरः सर्वे मातृमातामहादयः ॥ १ ॥ अतीतकुलकोटीनां सप्तद्वीपनिवासिनाम् । आब्रह्मभुवनाल्लोकादिदमस्तु तिलोदकम् ॥ २ ॥**

એ અંજલિ દેવતીર્થથી એટલે આંગળીઓનાં અગ્રોથી આપવો, ને અંજલિમાંનું જલ પવિત્ર ભૂમિપર વા તરભાણામાં નાખવું.

પછી નીચે પ્રમાણે અર્પણનું ઉચ્ચારણ કરી તર્પણની સમાપ્તિ કરવી:—

**अनेन यथाशक्ति देवऋषिमनुष्यपितृतर्पणाख्येन कर्मणा पितृरूपी जनार्दनवासुदेवः प्रीयतां न मम ॥**

### ॥ इति तर्पणप्रयोगः ॥

———:०:———

## ( ४ ) ॥ अथ शिवपूजनविधिः ॥

ભસ્મનાં ત્રિપુંડ્ર અને રૂદ્રાક્ષ ધારણ કરી, આચમન પ્રાણાયામ કરી, श्रीमन् महागणाधिपतये नमः ॥ એમ બોલી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे श्रीसदाशिवप्रीत्यर्थं अमुकशिवपूजनमहं करिष्ये ॥**

પછી પવિત્ર જલથી ભરેલા પૂજાના કલશની પૂજા કરી શ્રી શંકરનું ધ્યાન કરવું, ને તે જલમાંથી થોડા જલવડે પૂજાના સર્વ દ્રવ્યને તથા સ્વશરીરને ॐ आपो हि ष्ठा० એ મંત્રથી પૂજા કરતાં પહેલાં પ્રોક્ષણ કરવુ.

પછી નીચે પ્રમાણે પૂજા આરંભવી:—

**ॐ नमः शिवाय स्नानं समर्पयामि ॥ ॐ नमः शिवाय गंधं समर्पयामि ॥ ॐ नमः शिवाय पुष्पाणि समर्पयामि ॥ ॐ नमः शिवाय धूपं समर्पयामि ॥ ॐ नमः शिवाय दीपं समर्पयामि ॥ ॐ नमः शिवाय नैवेद्यं समर्पयामि ॥**

ઉપરના મંત્રોવડે તે તે ઉપચારો અર્પણ કરી, પછી તેજ મંત્રથી પ્રદક્ષિણ તથા નમસ્કાર કરવાં. પછી તે પંચાક્ષર મંત્રનો દશ વાર કિંવા એકસો આઠવાર જપ કરી પછી પ્રાર્થના કરવી, ને અંતે નીચે પ્રમાણે બોલી તે પૂજા સમાપ્ત કરવી:—

**अनेक पूजनेन श्रीसांबसदाशिवः प्रीयतां न मम ॥**

**॥ इति शिवपूजनविधिः ॥**

ૐ

## ચારે વેદના દ્વિજોને ઉપયોગી.

## ( ૫ ) લઘુ વૈશ્વદેવ.

૧ સ્નાન કરી, પવિત્ર વસ્ત્ર પહેરી પૂર્વાભિમુખે બેસી, પવિત્ર ભૂમિપર તાંબાના કુંડમાં અગ્નિ પધરાવી, પવિત્ર કાચા ચોખા વા રાંધેલો ભાત થોડું ઘી નાંખીને એક પાત્રમાં લાવી, તેનું ગાયત્રી મંત્રથી પ્રોક્ષણ કરીને કુંડની જમણી બાજુએ મૂકવો. પછી આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम गृहे पंचसूनाजनितदोषपरिहारार्थं श्रीवैश्वदेवाख्य कर्माहं करिष्ये ॥**

૨ પછી અગ્નિને પ્રદીપ્ત કરી, તેમાં અગ્નિનો આવિર્ભાવ કલ્પી, તેનું ૐ **अग्नये नमो नमः** ॥ એ મંત્રથી ચંદનવડે પૂજન કરવું.

૩ પછી લાવેલા ચોખા વા ભાતની જમણા હાથ વડે દેવતીર્થથી એટલે આંગળીઓના ટેરવાથી ૐ **भूः स्वाहा** ૐ **भुवः स्वाहा** ૐ **स्वःस्वाहा** ૐ **भूर्भुवःस्वःस्वाहा** ॥ એ ચાર મંત્રો વડે ચાર આહુતિઓ કુંડમાંના પ્રદિપ્ત અગ્નિમાં આપવી **इति देवयज्ञ.**

૪ પછી કુંડણીને પોતાની મધ્યે પવિત્ર ભૂમિપર ૐ **सर्वेभ्यो भूतेभ्यो नमः** ॥ એમ બોલી દેવતીર્થથી એક બલિ મૂકવો **इति भूतयज्ञ.**

૫ પછી દક્ષિણભણી મુખ કરી, અપસવ્ય થઈ, પિતૃતીર્થથી એટલે જમણા હાથના અંગુઠા ને તર્જનીના મધ્યભાગથી તે બલિની દક્ષિણદિશાએ ॐ पितृभ्यः स्वधा नमः ॥ એ મંત્રવડે એક બલિ મૂકવો, इति पितृयज्ञ.

૬ પછી પૂર્વાભિમુખે બેસી, જનોઇને સવ્ય કરી, દશ ગાયત્રીમંત્રના જપવડે બ્રહ્મયજ્ઞ ન કર્યો હોય તો કરવો. इति ब्रह्मयज्ञ.

૭ પછી જનોઈને કંઠય કરી મનુષ્યતીર્થથી એટલે જમણા હાથની ટચલી આંગળીના મૂળથી ચોથા અંકમાં કહેલ બલિથી ઉત્તરમાં ॐ हंत ते सनकादिमनुष्येभ्यः ॥ એ મંત્રવડે, એક બલિ મૂકવો. इति मनुष्ययज्ञ.

૮ પછી ગાય, શ્વાન ને કાગડા માટે થોડું થોડું રાંધેલું અન્ન કાઢી, પછી કુંડમાંથી વિભૂતિ લઈ તે કપાળમાં લગાડવી. પછી અગ્નિ પોતાના લોકમાં સિધાવ્યા એમ ભાવના કરવી.

૯ પછી નીચે પ્રમાણે બોલી તે કર્મ શ્રીપરમેશ્વરને અર્પણ કરવું:—

**अनेन वैश्वदेवाख्येन कर्मणा श्रीपरमेश्वरः प्रीयतां न मम**

૧૦ પછી કોઈ અતિથિ આવ્યો હોય તો તેને વિનયપૂર્વક ભોજન કરાવી પશ્ચાત્ ગૃહસ્થે સહકુટુંબ ભોજન કરવું. इति शिवम्.

---

# अथ भोजनविधि.

———:०:———

પંચાર્દ્ર કરીને એટલે બે હાથ બે પગ અને મોઢું ધોઇને કપાલમાં ચંદન કરી પૂર્વાભિમુખે બેસી ભાણામાં પીરસેલ અન્નને હાથમાં જરા જલ લઈ ૐ भूर्भुवःस्वः तत्सवि० એ ગાયત્રી મંત્ર ભણી તે જલથી પ્રોક્ષણ કરીને દિવસ હોય તો सत्यं त्वर्त्तेन परिषिञ्चामि એ મંત્ર ભણીને અને જો રાત્રી હોય તો ऋतंत्वा सत्येन परिषिञ्चामि આ મંત્ર ભણીને પાત્રની આસપાસ પ્રદક્ષિણાની રીતે જલધારા કરીને તે ધારા ઉપર જમણી બાજુએ જમણેથી ડાબી કોરે લઈ જતાં ૐ भूपतयेनमः । ૐ भुवनपतयेनमः । ૐ भूतानांपतयेनमः । એ ત્રણ મંત્ર ભણી ભાતના અથવા બીજા હવિષ્ય અન્નના ત્રણ બલિ મુકીને તે ઉપર જલ પ્રોક્ષણ કરીને તે ત્રણે બલિ એકઠા કરવા. પછી હાથ ધોઈ જમણા હાથમાં આચમન વાસ્તે જલ લઈ ડાબા હાથનો અંગુઠ પાત્રને અડાડી રાખી ૐ अमृतोपस्तरणमसिस्वाहा એ મંત્ર ભણી આચમન કરીને ૐ प्राणायस्वाहा । ૐ अपानायस्वाहा । ૐ व्यानायस्वाहा । ॐ उदानायस्वाहा । ૐ समानायस्वाहा એ પાંચ મંત્રોથી ક્રમે કરી ભાત અથવા બીજા હવિષ્ય અન્નના પાંચ ગ્રાસ પાંચે આંગળી ભેલી રાખીને લેવા, ત્યાં સુધી ડાબા અંગુષ્ઠથી પાત્રસ્પર્શ કરી રાખવો. પછી ડાબો હાથ ધોઇ આંખે જલસ્પર્શ કરીને યથારૂચિ જમી રહ્યા પછી છેલે હાથમાં જલ લઈ ૐ अमृतापिधानमसिस्वाहा । એ મંત્ર ભણી અર્ધ જલ પીવું અને અર્ધ જલ પ્રથમ એકઠા કરેલ બલિ ઉપર પિતૃતીર્થથી રેડીને કોગળા મુખશુદ્ધિ કરી મુખવાસ લેઈ શિખા છોડી નાંખવી.

॥ इति भोजनविधि ॥

# अथ यज्ञोपवीतधारण प्रयोग.

સૂતકની તથા ગ્રહણની સમાપ્તિએ, ચારમાસ, અથવા આકસ્મિક રીતે ત્રુટી જાય ત્યારે, કે એવે બીજે પ્રસંગે નીચેના વિધિ પ્રમાણે દ્વિજે નવું જનોઈ ધારણ કરવું જોઇએ.

પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસી, યજ્ઞોપવીતનું જલથી પ્રક્ષાલન કરી, પશ્ચાત્ આચમન લઈ, એક પ્રાણાયામ કરવો. પછી હથેળીમાં વા આચમનીમાં જલ લઇ નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यमदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम श्रौतस्मार्तकर्मानुष्ठानसिद्ध्यर्थं नवीनयज्ञोपवीतधारणमहं करिष्ये ॥**

પછી તે યજ્ઞોપવીત કરસંપુટમાં રાખી તેનું દશ ગાયત્રી-મંત્રવડે અભિમંત્રણ કરવું.

પછી બંને હાથના અંગુઠાતર્જની તથા કનિષ્ઠિકામધ્યમાની વચ્ચે જનોઈ રાખી, બન્ને હાથ ઉંચા કરી, ॐ **तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येम०** એ મંત્ર પૂરો બોલી, તે જનોઇ શ્રીસૂર્યને દેખાડવું. પછી નીચેના મંત્રો ભણવાઃ—

**ॐ यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् । आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः ॥ १ ॥**
**ॐ यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि ॥**

એ મંત્રો બોલી બન્ને હાથ નીચા કરી, ડાબા ખભાપર ડાબા હાથદ્વારા તે ધારણ કરવું. પછી આચમન લેવું. ગૃહસ્થ હોય તેણે તેવીજ રીતે બીજું જનોઈ ધારણ કરવું, પશ્ચાત્ દશ ગાયત્રીમંત્રનો

જપ કરી પછી જૂનું ઉપવીત एतावद्दिनपर्यन्तं ब्रह्म त्वं धारितं मया । जीर्णत्वात्त्वत्परित्यागो गच्छ सूत्र यथासुखम् ॥ એ મંત્રનું ઉચ્ચારણ કરીને શિરોમાર્ગથી કાઢી નાંખવું, ને કરેલો જપ શ્રીસૂર્યભગવાન્‌ને નીચે પ્રમાણે બોલી અર્પણ કરવો:—

अनेन नवयज्ञोपवीतधारणार्थे कृतेन यथाशक्ति गायत्री--जपकर्मणा श्रीसवितादेवता प्रीयतां न मम ॥

॥ इति यज्ञोपवीत धारण प्रयोगः ॥

---

## संध्या शा माटे करवी ?

स्रग्धरावृत्तम् ।

आयुः कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्री—
रर्थाः संकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूराः ॥
कण्ठाश्लेषोपगूढं तदपि च न चिरं यत्प्रियाभिः प्रणीतं ।
ब्रह्मण्यासक्तचित्ता भवत भवभयाम्भोधिपारं तरीतुम् ॥

આયુષ્ય તરંગ જેવું ચંચલ છે. જુવાનીની શોભા થોડા દિવસ રહે છે. ધન મનોરથ જેવું છે; વિષયસુખના પ્રવાહ વર્ષાઋતુની વિજળીના ચમકારા જેવા છે. અને સ્ત્રીઓએ કરેલું ગાઢ આલિંગન પણ ચિરકાળ રહેતું નથી. માટે હે જનો! તમે સંસારના ભયરૂપી સમુદ્રના પારને તરીને પહોંચવા માટે બ્રહ્મમાં આસક્ત ચિત્તવાળા થાઓ.

"સન્ધ્યા" એટલે સંધિ (બે સમયનું સાથે થવું) તેને સન્ધ્યા કહેછે. પ્રાતઃકાલે, મધ્યાહ્નકાલે, તથા સાયંકાલે સૂર્યમંડળમાં રહેલા પરમાત્માની પ્રણવાદિ મંત્રોવડે જે ઉપાસના કરવી તેને સન્ધ્યા કહેછે, બ્રહ્મપ્રકાશિકા નામની સન્ધ્યાના મંત્રોની

વ્યાખ્યામાં પણઃ—" सम्यग्ध्यायते ब्रह्मादिभिरुपास्यते कालत्रये प्रणवादिभि मंत्रैर्या सूर्यमंडलाधिष्ठात्रीपरमात्मस्वरूपादेवता सा सन्ध्या ( બ્રહ્માદિવડે ત્રણે કાળમાં પ્રણવાદિ મંત્રોથી સૂર્યમંડળમાં અધિષ્ઠાતારૂપે રહેલા જે પરમાત્મા દેવની યથાર્થ ઉપાસના થાયછે તે સન્ધ્યા. ) એ વચન વડે સિદ્ધ કરેલું છે. તેટલા માટે સન્ધ્યામાં પ્રાણાયામ, અર્ધ્યપ્રદાન, ઉપસ્થાન, પ્રણવ ને ત્રણ વ્યાહૃતિ સહિત ગાયત્રી મંત્રનો જપ એ આદિ મુખ્ય કર્તવ્ય છે.

૮ પરમાત્માની પૂર્ણ કૃપાથી અથવા પૂર્વના પુણ્યથી આપણને સારો હોદ્દો મળ્યો, આપણે સંપત્તિવાન થયા, છત્તાં કેટલાક લોકો મોટાઇમાં તણાતા જાય છે. પણ જાણતા નથી કે સંસાર અસાર છે. કાળચક્ર શિર પર ફરતું છે. ગર્વ કોઇના પણ રહ્યા નથી તો આપણ કોણ માત્ર? માટે આપણી પરંપરાથી ચાલતી રૂઢી પ્રમાણે વર્તી મુક્ત થવું જોઇએ. ઝાડ જેવી જડ વનસ્પતિ પણ ફળ આવતાં નમી જાયછે. કહ્યું છે કેઃ—

नमन्ति फलिनो वृक्षा नमन्ति गुणिनो जनाः ।
शुष्ककाष्ठश्च मूर्खश्च न नमन्ति कदाचन ॥

માટે સુજ્ઞ બન્ધુઓ! જ્યારે પરમદયાળુ પરમાત્માની પૂર્ણ કૃપા થાય ત્યારે નમી જવું, દિનજનોને આશરો આપવો, અને સ્વભાવમાં દયાવૃત્તિ રાખી ઉદારચિત્ત પરોપકારપરાયણ થવું, એ આપણું ભૂષણ છે. ઝાઝું નહિ, પણ કલાક બે કલાક સ્વસ્થ ચિત્તથી પરમાત્માની અલૌકિક લીલાઓનું સ્મરણ કરવાની ટેવ રાખવી. તેથી ચિત્તની શુદ્ધિ ઉદ્ભવે છે. ચિત્ત શુદ્ધ થતાં દયા ઉત્પન્ન થાય છે. દયા ઉત્પન્ન થતાં કર્મમાં જોડાવાનું શુદ્ધ હૃદય થાય છે. જેથી કર્મ કરતાં જ્ઞાન સંપાદન થાય છે. અને જ્ઞાનથી મોક્ષના અધિકારી થવાય છે. માટે જેમ બને તેમ શુદ્ધ

આચાર અને શુદ્ધ વિચાર રાખવા. મનોબળને ઉત્કંઠીત કરવા પ્રયત્ન કરવો. અને એ એક જાતની વડીલોની આજ્ઞા ગણી ધર્મ-પરાયણ થવું જોઇએ.

જડબુદ્ધિથી વેઠીઆવેઠ પ્રમાણે કર્મ કરવું નહી. પણ સાત્વિકી પ્રેમ લાવી અતીવ શ્રદ્ધાપૂર્વક કર્મ નિષ્કામ કરવાં કે તે કરેલાં કૃત્ય ફળરૂપ થાય. આજના કેટલાક દ્વિજો કે જેને પૈસા માન અને મોટાઈના હોદ્દા મળેલા છે તેઓ સુધર્યાનો ડોળ ઘાલીને મોટાઇમાં તણાતા જાય છે. પરમાત્મા કોણ તેનું સ્મરણ તેમને જરાપણ રહેતું નથી, સાત વાગે ઉઠયા કે તરત બ્રશ (દંતમંજન) થી દાંત સાફ કરી મુખ સ્વચ્છ કર્યું કે તરત ઘરમાં બૂમ મારે કે ચાને કેટલી વાર છે? જો ચા તૈયાર હોય તો ઠીક છે, નહીં તો સ્નાન કરતાંવેત ચા તો અવશ્ય જોઈએ. કદાચ્ ચા ન મળે તો ભાઇનો મિજાજ જાય, કેટલીક વખત આરામ લઈ ન્યુસપેપર વાંચન કરી આડીઅવળી વાતો કરી ગરમાગરમ રસોઈ જમવા તૈયાર થઈ, પાટલાપર પલાઠીવાળી ઉદરનો જઠરાગ્નિ હોમ કરી શાન્ત થાય. પરંતુ વૈશ્વદેવ શું, સન્ધ્યા શું, તેને જાણે કોણ? શ્રુતિમાં કહે છે કેઃ—अकृत्वावैदिकं नित्यं प्रत्यवायीभवेन्नरः॥ વેદે પ્રતિપાદિત કરેલાં સંન્ધ્યાવંદનાદિક નિત્યકર્મ નહિ કરીને દ્વિજ પાપરૂપ દોષને પામે છે. આવાં વાકયોનું સ્મરણ જરા પણ રહેતું નથી, એ મોટી દીલગીરી છે.

**સન્ધ્યાનું ફળ તથા નહિ કરવાથી રૂણ ચડે છે તેનું પ્રમાણ.**

**यावन्तोऽस्यां पृथिव्यां हि विकर्मस्थास्तु वै द्विजाः ।**
**तेषां वै पावनार्थाय सन्ध्या सृष्टा स्वयम्भुवा ॥ १ ॥**
**निशायां वा दिवा वापि यदज्ञानकृतं भवेत् ।**
**त्रिकालसन्ध्याकरणात्तत्सर्वं हि प्रणश्यति ॥ २ ॥**

જે દ્વિજો આ પૃથ્વીમાં દુષ્ટ કર્મ કરે છે. એવા તે પાપીઓને પાવન કરવા પરમાત્માએ સન્ધ્યા બનાવી છે. રાત્રીએ અથવા દિવસે અજ્ઞાનથી જે કાંઈ પાપ થાય છે તે ત્રિકાલ સન્ધ્યા કરવાથી નાશ થઈ જાય છે. એમ યાજ્ઞવલ્કય ઋષિ કહે છે.

**सन्ध्याकृत्वा त्रिकाळं त्रिशतजपकृतं धेनुत्रिंशत्फलंस्यात् ।**
**एतत्तेब्रह्मपुत्रा ऋणमतिदिवसे द्वादशैर्गोभिलब्धैः ॥**
**ब्रह्मा विष्णुर्महेशो रवि यम वरुणो सोम इंद्राग्नि पृथ्वि ।**
**पितृ पत्नि द्विगावो नृपशर कृतं चैकधेनुफलस्यात् ॥**

ત્રિકાળ સન્ધ્યા અને ત્રણસો ગાયત્રી જપ કરવા થકી દિનપ્રત્યે ત્રીસ ગૌદાનનું ફળ થાય છે. તેમાંથી બ્રહ્મા[૧], વિષ્ણુ[૨], શંકર[૩], સૂર્ય[૪], યમ[૫], વરૂણ[૬], સોમ[૭], ઇંદ્ર[૮], અગ્નિ[૯], પૃથ્વી[૧૦], પિતૃ[૧૧], અને તેમની પત્નીઓ[૧૨], એટલા બાર દેવોને બ બે ગાયનું ફળ જાય છે અને દેશના રાજાને પાંચ ગાયનું ફળ જાય છે. તેથી કર્તાને પોતાને એકજ ગાયનું ફળ રહે છે. માટે સન્ધ્યા ન કરનારને ઉપર લખ્યા દેવો શ્રાપ આપે છે.

આ પ્રમાણે બ્રાહ્મણના પુત્રને હમેશાં દેવું ચડે છે એમ શ્રુતિ પોકારી કહે છે કે **अहरहः सन्ध्यामुपासीत** હમેશાં સન્ધ્યા કરવી. સન્ધ્યા વગર રહેવું નહીં એમ સન્ધ્યા હરહમેશ કરવાની આવશ્યકતા આપણા વડવાઓ પૂર્વજો સૂચવે છે. કહ્યું છે કેઃ-

**सन्ध्या येन न विज्ञाता सन्ध्या येनानुपासिता ।**
**जीवमानो भवेच्छूद्रो मृतःश्वा चाऽभिजायते ॥** મરીચિ

જેણે સન્ધ્યા જાણી નથી, અને સન્ધ્યોપાસના કરી નથી તે દ્વિજ જીવતાં સુધી શુદ્ર જાણવો, ને મૂવા પછી કુતરો થાય છે. જે દ્વિજ સન્ધ્યાહીન છે, તે નિત્ય અપવિત્ર છે, અને સર્વ કર્મમાં અનધિકારી છે. જેને સાત દિવસ શુધી પ્રાતઃસ્નાન થયું નથી, ત્રણ દિવસ સન્ધ્યાવિના ગયા છે. અને બાર દિવસમાં વૈશ્વદેવ થયો નથી, તે બ્રાહ્મણ શુદ્રતુલ્ય થાય છે. સૃષ્ટિમાં બ્રાહ્મણનો જન્મ શા માટે ?

**ज्ञानकर्मोपासनाभिर्देवताराधनेरतः ।**

**शान्तो दान्तो दयालुश्च ब्राह्मणश्च गुणैः कृतः ॥ ४० ॥**

જેમાં જ્ઞાન અને તપ વિગેરે ઉત્તમ ગુણો છે, જે દેવની આરાધના કરવામાં પ્રેમ રાખે છે. જે શાન્ત, જીતેંદ્રિય, અને દયાળુ છે. તેવા ગુણવાળાને બ્રહ્માએ બ્રાહ્મણ બનાવ્યા છે. તેટલા માટે પૂર્વજોનું માન રાખી પૂર્વથી જે કર્તવ્યરૂઢી ચાલી આવે છે, તે પ્રમાણે વર્તી સુખી થવું. અને આપણા વડીલોની પ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ કરવી, એજ આપણું કર્તવ્ય છે. એથી ઉલટું હાલતો ઉત્તરોત્તર વિદ્યાનો નાશ થતો જાય છે.

**पुरा विद्वत्तासीदुपशमवतां क्लेशहृतये**
**गता कालेनासौ विषयसुखसिद्धयै विषयिणाम् ।**
**इदानीं तु प्रेक्ष्य क्षितितलभुजः शास्त्रविमुखा—**
**नहो कष्टं सापि प्रतिदिनमधोधः प्रविशति ॥ २८ ॥**

પૂર્વે વિદ્વત્તા સંસારના કલેશમાંથી છુટવાને માટે સંપાદન થતી હતી, કાળે કરીને તેજ વિદ્વત્તા ત્યાર પછી અનુરાગીઓથી સંસારના સુખનું આસ્વાદન કરવાને માટે સંપાદન થવા લાગી, અને હવે તો વિદ્વત્તાની તુલનાજ રહી નથી. એટલે ધીરેધીરે તે

દુનિયામાંથી અસ્તજ થતી જાય છે. અહો ! એ ઓછી દુખની વાત છે ?

હાલના કેટલાક મારા વ્હાલા બન્ધુઓ બોલે છે કે "અમને કર્મ કરવા માટે ઘણું મન થાય છે, પણ વખત મળતો નથી. પેટને માટે આડાઅવળા ભટકવું પડે છે. માટે પેટનું કરવું કે કર્મ કરવા બેસવું ? એ સંસારીનું કામ નથી, પણ ત્યાગી વૈરાગીનું કામ છે." વાહ ! કેવો વિચાર ! કેવો પ્રશ્ન ! શું આવાં પ્રમાદ ભરેલાં વાકયોથી ઉંચી પાયરીએ ચઢાતું હશે ? આવા પ્રશ્નનું મૂળ કારણ અશ્રદ્ધાજ છે. તેને માટે લોક કહેવત છે કેઃ— "ખોળામાં ખાણું પણ ભુખવગર ભાવે નહિ, ને ગળામાં ગાણું પણ ઉલટ વિના આવે નહિ" એ કહેવત અનુસાર શ્રદ્ધા વિના કોઈ પણ કાર્ય કરવાને શક્તિવાન થવાતું નથી. જેથી અરે ! મારા પ્રિય બંધુઓ ! ઉઠો ! આળસને દૂર કરો અને ખરો ધર્મ ધરવા તત્પર થાઓ ! તોજ સુખી થશો, કીર્ત્તિ વધશે, અને પ્રભુ પણ પ્રસન્ન થશે. વહેલા ઉઠી નાહીધોઈ નિત્ય કર્મમાં જોડાશો તો ખુશીથી ૫ થી ૬ સુધીમાં તમારા કાર્યક્રમનો વખત થતાં મુક્ત થઈ શકશો. માટે પરબ્રહ્મ પરમાત્માના ઋણમુક્ત થવા મનમાં આનંદોત્સવાનુસાર દિનદિન પ્રત્યે નવિન પ્રેમ લાવી કર્તવ્યપરાયણ રહેવા, અને દૃઢ શ્રદ્ધાથી આજ્ઞાઓ પાળવા મારી નમ્ર અરજ છે.

ૐ શાન્તિઃ

# अंतिम अभ्यर्थना.

**सञ्जातः कोप्यासीन्मदनरिपुणा मूर्ध्नि धवलं**
**कपालं यस्योच्चैर्विनिहितमलङ्कार विषये ।**
**नृभिः प्राणत्राण प्रवणमतिभिः कैश्चिदधुना**
**नमाद्भिः कः पुंसामयमतुलदर्पज्वरभरः ॥**

પ્રાણનું રક્ષણ કરનાર એટલે મરણથી ભય પામનાર અને કોઈ માણસના નમનથી પ્રસન્ન થનારનાં જીવતરને ધન્ય નથી, પણ જેનાં કપાલને શંકર પોતાની રૂંઢમાળામાં રાખે છે તે પુરૂષના જીવતરનેજ ધન્ય છે. જે શંકરને સેવેછે તે તેને શરણ જાય છે. તેના મસ્તકને પોતાનો ઇષ્ટ ભક્ત ગણી શંકર પોતાના કંઠની રૂંઢમાળામાં રાખે છે અર્થાત્ છાતીપરને છાતીપર રાખેછે. કહ્યું છે કેઃ-

**वदान्यानां जितेंद्रियाणां सत्यसंधानां शूराणां च युद्धेनिहतानां शिरांसि श्रीमहादेवः शिरसि बिभर्ति ॥** ઉદાર, જિતેન્દ્રિય, સત્યવાદી શૂર અને સંગ્રામમાં મરાયલાનાં કપાળ મસ્તક ખોપરીઓને મહાદેવ પોતાની છાતી ઉપર રાખે છે.

ઉપર લખાયલો લેખ વૃત્તાંત જે કોઈ દ્વિજ અમલમાં મુકશે, તેનો ઉપકાર માનવાની સાથે ધન્યવાદ આપવાને આ હૃદય ઉત્કંઠા ધરાવે છે. અને લીધેલો શ્રમ પણ સફળ ગણાશે નહિ તોઃ—

**वृथा वृष्टि समुद्रेषु, वृथा तृप्तेषु भोजनम् ।**
**वृथा दानं धनाढ्येषु, वृथा दीपो दिवापि च ॥** ચાણાકય.

સમુદ્રમાં વૃષ્ટિ થવી, તૃપ્તને ભોજન દેવું. ધનવાનને દાન આપવું, તથા દિવસે દીવો કરવો એ સર્વ જેમ નકામાં છે, તેમજ આ વિષયનું પણ સમજવું. કારણ કે આ મારી સ્વલ્પ જડ બુદ્ધિ શું કામ કરી શકે? આ પૃથ્વીમાં શેરને માથે સવાશેર છે જ પણ " **माले माले मतिर्भिन्ना** "

**दाने तपसि शौर्ये वा विज्ञाने विनये नये ।**
**विस्मयो न हि कर्तव्यो बहुरत्ना वसुंधरा ॥ ८ ॥**

વૃદ્ધ—ચાણાકય.

કોઇના પરોપકાર, તપ, શૌર્ય, વિજ્ઞાન, વિનય તથા નીતિરૂપ ગુણુથી વિસ્મય પામવું નહિ. કેમકે પૃથ્વીમાં એક બીજાથી સરસ ઘણાં રત્ન પડયાં છે. કિં બહુના?

## દોહરો–સ્તુતિ.

ધર્મનાં દશ લક્ષણો, ગાયત્રી નિત્ય જાપ;
ધર્માર્થ કામ મોક્ષ દે, બાળે ત્રિવિધ તાપ. ૧

બાળકને સુધારવા, અજાણુ કરવા જાણુ;
ગાયત્રીપદ્દ રાખજો, કરવા કુળ કલ્યાણ. ૨

બ્રાહ્મણનું દૈવત ખરૂં, ગાયત્રીજ ગણાય:
તેને જે જાણે નહિ, બ્રાહ્મણ કેમ ભણાય? ૩

શ્રદ્ધાથી કારજ સરે. શ્રદ્ધા દૈવત ધાર:
શ્રદ્ધા વિણુ સૌ શુન્ય છે. શ્રદ્ધા ઉતારે પાર. ૪

પૂજ્ય બન્ધુ સ્વિકારજો, સ્વલ્પ ભેટ કહેવાય;
સર્વે જન સુખીયા થજો આશિષ એ ઉચ્ચરાય. ૫

ઇતિ



# अभ्युदयनी चावी.



ગાય, બ્રાહ્મણ, તુલશી, દેવ, ગુરૂ અને સંત સાધુ તેઓને હાથ જોડી નમવાથી પૈસા પડતા નથી. તરસ્યાને પાણી પાતાં, રસ્તામાંથી કાચ કાંટા ઉપાડતાં, પારકાના ભલા માટે જીભ વાપરતાં, શરણે આવેલા આશાભિલાષિને નમ્રતાનાં સત્ય સલાહ-વાળાં મધુર વચનો બોલતાં પૈસા પડતા નથી. અજાણ્યાને રસ્તો બતાવતાં અને દરેક જીવ માટે દયા લાવી પોતાના આત્મવત્ ગણતાં પૈસા પડતા નથી. દરેક વસ્તુમાંથી સારતત્ત્વ ગ્રહણ કરવું એજ ખરૂં છે. ઉદ્યમીની નિંદા કરી તરછોડી ન કાઢતાં હિંમત આપો. ઘેર ઘેર ગાય અને બ્રાહ્મણનું રક્ષણ થવા પ્રભુ પાસે માગણી કરો. હૃદયની શુદ્ધ સાત્વિક વૃત્તિથી નિરંતર ઇશ્વરસ્તુતિ કરો. વર્ણાશ્રમના ધર્મ બરાબર સમજીને પાળો અને પળાવો. પારકાને માટેજ તમારૂં જીવન અર્પણ કરવા શકિત ધરાવો. યજ્ઞયાગાદિ ધર્મ કર્મની રીત ભારતમાં ઘેરેઘેર ફેલાવો. દ્વિજવર્ગને માટે ખાસ સંસ્કૃતની જરૂર છે તે લક્ષમાં લ્યો. સંસ્કૃત વિદ્યાનો બનતે પ્રયાસે ઉત્સાહથી પ્રચાર કરો. વેદશાસ્ત્રમાં શ્રદ્ધા રાખો તો તમારો ઉદય થશે જ થશે.

---

